॥ हरि ॐ ॥

# શ્રી રસીક-રંભા

## નાટકનાં ગાયનો.

શ્રી કચ્છી આર્ય સુબોધક મંડળ માટે,

રચી પ્રસિદ્ધ કરનાર,

માસ્તર દેવશંકર મેઘજી રાવળ.



આવૃત્તી પહેલી પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૬૮ સને ૧૯૧૨.

કીમત ૦ ૨ ૦

"યુનિયન" (સ્ટીમ). પ્રેસ, લીમીટેડમાં,
જે. એલ. શેઠોલાલે છાપી.

# નવલ-ગંગા હેઅર ઑઇલ.

આ તેલ અત્યંત સુગંધીદાર છે, જેની અંદર જાતજાતનાં સુવાસીક પદાર્થો મીક્સ કરી તૈયાર કરેલ છે. આ તેલ વાપરવાથી હમેશાં બાલ કાળા તથા રેશમની માફક સુંવાળા રહે છે અને લાંબા પણ ઘણાજ થાય છે, માણસોને જાગ્રણ કરવાથી આંખમાંથી પાણી નીકળે છે, અથવા આંખ લાલ થયેલ હોય તે શીવાય મગજને પણ શાન્તી કરનાર છે, માટે દરેક મનુષ્ય અમારૂં તેલ એક વખત વાપરી ખાત્રી કરશોજી. કીમત ૧૨ આના.

મળવાનું ઠેકાણું :—

**પુંડલીક આપાજી મીટકર,**

**મુસાજી જાફરજી બીલ્ડીંગ. રામબાગ ગાડીખાતા, કરાચી.**

---

# नवल-गंगा हेअर आइलॅ.

हें **महा सुगंधीक** तेल **अनेक** प्रकारच्या **सुवासीक** व **गुणकारी पदार्थां** पासून **तयार केलें** आहे. हें **सुगंधीक** तेल **डोकीवर** घांसल्यानें हम्मेशा केस **काळे** व **तुळतुळीत** होऊन **रेशमासारखे मऊ** राहतात व त्यांची वृद्धी होते, जाग्रणापासून डोळ्यांतून **पाणी** येणें, **कसकसणें**, व डोळे **आरक्त** होणें, त्यांची शांतता होऊन **स्मरण शक्ती** वाढते व **मेंदू शांत** होतो. इत्यादी **शांत गुण** ह्या तैलाच्या **आंगीं** आहेत. हें तेल **स्त्री** अगर **पुरुष**, **विद्यार्थी** व **क्षयरोगी** इत्यादी **व्यक्तींस** अवश्य **उपयोगी** आहे **एका बाटलीस कींमत** फक्त ०॥।०

**पुंडलीक आपाजी मिटकर,**

**मुसाजी जाफरजीची बिल्डींग, रामबाग गाडीखातें, कराची.**

---

☞ **विशेष सुचना**—ता. १ जानेवारी १९१३ पासून आमचेकडे हरएक **प्रकारचे रब्बर स्टॅंप, व प्रींटींग खात्यास लागणारे कोटेशन, लेड्स, स्टिरीयो, इलेक्ट्रो, वगैरे सामान ऑर्डरी अंती तयार करून मिळेल.**

# શ્રી રસીક રંભા નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

સુત્રધાર—નટી બાળાઓ મંગળાચરણ અને વસ્તુનું વિવેચન.

પ્રવેશ ૧લો—શીકારે નીકળેલા રસીકચંદ્રથી જુદો પડેલ સજ્જનસીંહનું આવી ચડવું, સીંહના પંજામાં સપડાએલી રત્નપ્રભાને બચાવવી રત્નપ્રભા તથા સજ્જનસીંહની અરસપરસ ઓળખાણ ઉપકારના બદલામાં રત્નપ્રભાની પ્રેમ માગણી, સજ્જનસીંહની આનાકાની.

પ્રવેશ ૨જો—રંભાના બંધ રહેલા લગ્નથી તથા પીતાના સન્યાસ ગ્રહણથી અને માધવના વનવાશથી, રસીકનું ઉદાસ થવું, સજ્જનસીંહ આવી ધીરજ આપવી, રત્નપ્રભા મારફતે રંભાને મોકલેલા સમાચાર જણાવવા, રસીકને રંભાના બગીચે જવા સુચના, રસીકનું જવું સજ્જનસીંહની દંપતી પ્રત્યે પ્રેમ લાગણી.

પ્રવેશ ૩જો—વીરહ વ્યાકુળ રંભા બગીચામાં, સખીયોનો હાસ્યવિનોદ રસીકનું આવવું, અને રંભાનું શરમાવું, નીશાની દાખલ રસીકે રંભાને મુદ્રિકા આપવી બન્નેની પ્રેમ લાગણીથી જવું.

પ્રવેશ ૪થો—પીતાની શોધમાં વનવાસ ભોગવતો માધવ પાટનગર પાસેના જંગલમાં આવી ચડવું, અને પીતાની શોધ નહિ મળતાં નીરાશ થવું, પાટનગરના ખેડુતથી મળેલા સમાચારને લીધે માધવનું પાટનગર રાજા પાસે જવું.

પ્રવેશ ૫મો—પાટનગરના રાજા અજીતસીંહની પુત્રી માલતીનું ભેદી સર્પથી દુઃખ પામવું, માધવનું આવવું, સર્પને મારવા જતાં સર્પનું પિશાચ રૂપે પ્રગટ થવું, પિશાચ અને માધવની લડાઇ, પિશાચનું શરણે થવું, દુઃખમાં મદદ કરવા નીશાની સાથ વચન આપી વિદાય થવું. સર્પથી મુકત થયેલ માલતીની માધવ પ્રત્યે પ્રેમ માગણી. માધવની આનાકાની.

પ્રવેશ ૬ઠો—કનકપુરનો રાજા ગુમાનસીંહ રંભાના સ્વયંમવરમાં નીરાશ થવાથી પ્રધાન પ્રત્યે અપશોષ, પ્રધાને સમજની ધીરજ આપવી, ગુમાને સેનાપતીને બોલાવી લશકરની તૈયારી માટે હુકમ આપવો.

પ્રવેશ ૭મો—ગવરીશંકર ની ચોરનું ઘર, ગોરાણીને બોલાવી બંનેની વાતચીત, વીજયસીંહ ઠાકોરનું જોષ જોવરાવવા બાને આવવું, ગોરાણી તથા વીજયસીંહની ખાનગી સલાહ, ગવરીશંકરને જાણ થવી, ગોરાણીને હાર આપી વીજયનું વિદાયે થવું, વીજયસીંહ પાસેથી મળેલી દક્ષણાથી ગોરનું મલકાવું, ગોરાણીયે હાર બતાવી ખુશી થવું તે બાદ ગોરાણીનું જવું, પાછળથી બંને માટે ગવરીશંકરનો નિશ્ચય.

પ્રવેશ ૮મો—દારૂના રંગ રાગમાં કમાલનું આવવું, પાછળથી જમાલે આવી છુપી રહી તે દારૂ પી જવો, છેવટ કમાલે જમાલને પકડવો, બંનેની હુંસાતુંસી સેનાપતીએ આવી લડાઈના સમાચારથી માહેદગાર કરવા, પાછળથી ગુમાનનું આવવું, ને કુંદનપુર તરફ લસ્કર સહિત કુંચ કરવું.

પ્રવેશ ૯મો—રસીક રંભાનું શયન ગ્રહ બન્ને નિંદ્રાવશ. પાછળથી ગુમાનનું ચુપકીથી મહેલમાં દાખલ થવું, ગુમાનના અવાજથી રસીકનું જાગ્રત થવું, બંનેની લડાઇ, ગુમાને રંભાનું હરણ કરી રસીકને કેદ.

## ટે બ લો.

---

## અંક બીજો.

પ્રવેશ ૧લો—કેદમાંથી નાશી છુટેલા રસીકનું જંગલમાં આવવું. સજ્જનસીંહને દુશમનનો સ્વાર જાણી છુપાવું, સજ્જને રસીકને ન જોવાથી નીરાશ થવું, પાછળથી બંને મીત્રનો મેળાપ. થયેલી લડાઇ વીશે વાતચીત, ચોરનું આવવું ઉષ્ણ તાપને લીધે ચોરે આરામ લેવા કહેવાથી બંનેનું ઝુંપડીમાં જવું, ચોરની ઠગાઇ, રંભાને મલવા જતી લુંટારાથી લુંટાયેલી માલતીનું આવી ચડવું તેવામાં શોક ગ્રસત માધવનું આવવું જંગલમાં સ્ત્રીને જોવાથી માધવનું વિષમય પામવું માલતીને મદદ બંનેની પીછાણ માલતીને કટાર આપી માધવે પોતાનો અશ્વ લેવા જવું, પાછળથી શલ્યાસુર રાક્ષસે અદ્રશ્ય વિદ્યાથી માલતીને લઇ જવી, અશ્વ લઇ માધવનું આવવું, માલતીને ન જોવાથી નીરાશ થઇ, શોધે જવું.

પ્રવેશ ૨જો—ગુમાનનો મહેલ હરી લાવેલ રંભાનો અપસોષ, ગુમાને રંભાને પ્યાર બતાવવો, રંભાનો ગુમાન પ્રત્યે તીરસકાર અમુક મુદત આપી

ગુમાનનું જવું, પાછળથી ગુમાનની સ્ત્રી કમળાએ આવી રંભાને સમજાવવી, રંભાનો સત્ય પ્રેમ જોઇ કમળાએ તેને છોડાવવા વચન આપી વીદાય થવું.

પ્રવેશ ૩જો—ગવરીશંકરનો ગોરાણીની ચાલચલગત વીષે અપસોષ, ગોરાણીનું આવવું, અને દર્શનનું બહાનું આપી વીદાય થવું, ગવરીશંકરે પાછળ જવું.

પ્રવેશ ૪થો—રસીકચંદ્રનો કર્મ વીશે અપસોષ, રત્નપ્રભાએ આવી રસીકને છોડાવી નાશી જવું, ચોર તથા સરદારનું આવવું, રત્નપ્રભા તથા રસીક નાશી ગયેલાની ચોરના સરદારને જાણ થવી, સજ્જનસીંહને બોલાવી ધમકીથી પુછવું સજ્જને જવાબ ન આપવાથી, ઝાડે અધર લટકાવવા હુકમ કરી જવું.

પ્રવેશ ૫મો—માલતીની શોધમાં નીકળેલા માધવનું આવવું, નીશાની આપેલા ભુતને મદદે બોલાવવો, ભુતનું પ્રગટ થવું માલતીને છોડાવવા વીશે વાતચીત, ભુતના કહેવાથી ભુતાધી પાસે બંનેનું જવું.

પ્રવેશ ૬ઠો—બાબરા ભુતની ગુફા, ભુત તથા માધવનું આવવું, બાબરો નીંદ્રામાં હોવાથી માધવનું નીરાશ થવું, વકરોદરની યાદીથી બાબરાને જાગ્રત કરવો. બાબરે અદભુત શકિતથી શલ્યાસુરના સ્થાનમાં માલતીને બતાવવી માધવની અધીરાઈ બાબરાએ ધીરજ આપી મહાદંડ આપી વીદાય કરવો.

પ્રવેશ ૭મો—હનુમાનના મંદીરમાં ગવરીશંકરનું છુપાવું, પાછળથી ગોરાણીયે આવી પોતાના ધણીને આંધળો તથા બહેરો કરવાનું વરદાન માગવું છુપાએલ ગવરીશંકરે ગોરાણીને વરદાન આપવું, મળેલા વરદાનથી ગોરાણી રાજી થતી વીદાય થવું. પાછળથી નીકળી ગવરીશંકરે પોતાની યુકિત પાર પાડવા ઘેર જવું.

પ્રવેશ ૮મો—ગુમાનના મહેલમાં રંભા, કમળા ન આવવાથી રંભાની અધીરાઇ કમળાયે આવી ધીરજ આપવી, કમળાયે છુપો પોષાક લેવા જવો, ગુમાને ફેંકી દીધેલ કટારપર રંભાની નજર પડતાં કટાર લઇ પોતાનો ઘાત કરવા જતી હતી તેવામાં કમળાનું આવવું, રંભાના હાથમાંથી કટાર લઇ નાશી જવા સુચના કરવી, પાછળથી ગુમાનનું આવવું રંભાને ન જોવાથી કમળાપર ગુસ્સે થવું, કમળાએ રંભાને છોડી મુકેલ તે ગુમાનને જાણ કરવી, ગુમાનનો ગુસ્સો, માણસને બોલાવી સેનાપતીને રંભાની શોધ કરવા હુકમ, કમળાની શીખામણ ધીટકાર દઇ ગુમાનનું ચાલ્યા જવું.

પ્રવેશ ૯મો—હીમાલાય પહાડનો દેખાવ, બાબરાએ આપેલ મહાદંડથી માધવનું આવવું, દંડથી પહાડનુ ફાટવું, ગુફાનો દેખાવ, પોપટનું પાંજરૂં લઈ માધવનું વીદાય થવું, ગુફાની અંદરથી શલ્યાસુરનું આવવું, શલ્યાસુર રાક્ષસે માલતીને સમજાવવી, માલતીનો ફીટકાર, શલ્યાસુરે ગુસ્સેથઈ માલતીને કષ્ટ આપવું પોપટ લઇ માધવનું આવવું, માધવપર શલ્યાસુરની નજર પડવાથી પોતાને ભક્ષ મળેલો સમજી ખુશી થવું, ગર્વથી શલ્યાસુરે માધવને મરવા વીશે પુછવું, માધવે પોપટને બતાવવો, શલ્યાસુરે કરગરી પોપટની માગણી કરવી, માધવે પોપટને મારી શલ્યાસુરનો નાશ કરવો, માધવ માલતીનો મેળાપ, માધવે ગુમાનપર ચડાઇ કરવા વીચાર માલતીને દરશાવી પ્રભુ પ્રાર્થનાસાથ વીદાય.



## અંક ત્રીજો.

પ્રવેશ ૧લો—માધવ માલતીનો હાસ્ય વીનોદ.

પ્રવેશ ૨જો—ગુમાનના મહેલમાંની નાશી છુટેલી રંભાનું યોગીની વેશમાં જંગલમાં આવવું, રસીક વીષે પોતા પ્રેમના ઉદ્દગારો, અંદરથી અવાજ સાંભળી રંભાનું છુપાવું, યોગી વેશમાં રશીકનું આવવું, રંભાને પોતાના પતી માટે શોક આવવાથી યોગીને પુછવું, (રસીકે રંભાને યોગીની વેશમાં જોઈ શંકાવું, અને પોતાનો હેવાલ કહેવો,) યોગી યોગીની વેશમાં (રસીક તથા રંભાનો મેળાપ,) પાછળથી ગુમાનના સીપાઇઓયે આવી રંભાને ઓળખવાથી પકડવા જતાં રસીક તથા ગુમાનના માણુસો વચ્ચે લડાઇ, રસીકનું પકડાઇ જવું.

પ્રવેશ ૩જો—ગુમાનનો રંભાવીષે અપસોષ, જમાદારે આવી રસીક તથા રંભાને પકડી લાવેલ જાહેર કરવું, ગુમાને રસીકને સપડાયેલો જોઇ ચાંડાળ (કાળસેનને બોલાવવા હુકમ દેવો) રસીકનું ગુસ્સે થવું, કાળસેનનું આવવું, ગુમાને રસીકને ફાંસી દેવા હુકમ કરવો, રસીક તથા રંભાની દીલગીરી સાથ રસીકને વધસ્થાન તરફ લઇ જવો, મુર્છીત થયેલી રંભાએ સાવધ થઇ ગુમાનને ફીટકાર દેવો વીષયમાં અંધ બની ગુમાનો રંભાપર બળાત્કાર, પાછથી માધવનું લશ્કર સહીત આવવું, ગુમાનને કેદ, માલતી રંભાની પીછાણ, રંભાના કહેવાથી ગુમાનને લઇ માધવનું વધસ્થાન તરફ વીદાય થવું.

પ્રવેશ ૪થો—ગવરીશંકરનો આંધળા તથા બહેરાનો ઢોંગ, ગોરાણીનું રસોઇ વીશે પુછવા આવવું, ગવરીશંકરના આડા અવળા જવાબ, વીજય તથા ગોરાણીયે આંધળો તથા બહેરો જાણી સોમલ આપવાની તજવીજ કરવી, ગવરીશંકરને જાણ થવી, લાડુ અદલબદલ કરી ગવરીશંકરનો ઝેરનો ઢોંગ, વીજયનું જમવાથી મરણ, ગોરાણીની પતી તથા યારની દીલગીરી, ગવરીશંકરના દાંતમાથી સોનાની રેખા કાઢવા જતાં ગવરીશંકરે ઉઠી ગોરાણીને શીટકારસાથ નાક કાન કાપી મા બેન કરી કાઢી મુકી, ઇશ્વર ભજનનો નીશ્ચય.

પ્રવેશ ૫મો—ફાંશી દેવા રસીકને લાવવો, ચાંડાળ વેશમાં સજ્જનસીંહનું આવવું, કાળસેને રસીકને શુળીપર ચડવા કહેવું, સજ્જને રસીકને ઇશ્વર ભજન કરવા કાળસેનને કહેવું રસીકની પ્રભુ પ્રાર્થના, કેદી ગુમાનનું આવવું રસીકને ફાંસી દેવા કાળસેનને હુકમ કરવો, દોરી ખેંચવા જતાં (ચાંડાળ વેશ માં સજ્જનસીંહે કાળસેનને મારી નાખવો. માધવનું આવવું, રસીક માધવનો મેળાપ, રંભાએ રશીકને ભેટવું, માલતીના રસીક રંભાને આર્શીવાદ, રંભાએ માધવનો ઉપકાર માનવો, ઉપકારના બદલામાં માધવે માલતીની રંભા પ્રત્યે માગણી, રંભાના હસ્તથી માધવ માલતીના હસ્ત મેળાપ, પાછળથી સજ્જને ચાંડાળનો વેષ ઉતારી, પ્રગટ થવું રસીક સજ્જનનો મેળાપ, રત્નપ્રભાનું આવવું, રત્નપ્રભાની માગણીથી રસીકના હાથથી સજ્જનસીંહ તથા રત્નપ્રભાનો હસ્ત મેળાપ, ગુમાનને શીક્ષા કરવા રસીકચંદ્રની માધવે આજ્ઞા માગવી ગુમાનનું રસીકને શરણે થવું, માધવનો અટકાવ, રસીકની ઉદારતા સાથ ગુમાનને મુકત કરવો, પાછળથી ગુમાનનો પશ્ચાતાપ અને સર્વેનો આનંદ આનંદ આનંદ સાથ ઇશ્વર સ્તુતિ.

**શાન્તી, શાન્તી, શાન્તી.**

## ❦ મુખ્ય પાત્રોનાં નામ. ❦

### પુરૂષ વર્ગ.

**સુત્રધાર**—નાટકની વસ્તુનું સુચન કરનાર.

**રસીકચંદ્ર**—કુંદનપુરનો પાટવી કુમાર.

**માધવ**—કુંદનપુરનો કુટાયો (રસીકચંદ્રનો નાનો ભાઈ.)

**સજજનસીંહ**—રસીકચંદ્રનો નીમકહલાલ મીત્ર.

**ગુમાનસીંહ**—કનકપુરનો ચક્રવતી રાજા (રસીકનો દગાબાજ મીત્ર.)

**ગવરીશંકર ધી ચોર**—કુંદનપુરનો જ્યોતિષી બ્રાહ્મણ.

**વિજયસીંહ**—એક રજપુત ઠાકોર.

**પ્રધાન**—ગુમાનનો.

**સેનાધીપતિ**—ગુમાનનો.

**કમાલ—જમાલ**—ગુમાનના લશ્કરી સીપાઇયો.

**ગામડીયો**—પાટ નગરનો ખેડુત.

**શલ્યાસુર**—રાક્ષસ.

**બાબરો**—ચમત્કારી ભુત.



## ❦ સ્ત્રી વર્ગ. ❦

---

**નટી**—સુત્રધારની સ્ત્રી.

**રંભા**—પાટ નગરની કુંવરી (રસીકની સ્ત્રી.)

**માલતી**—રંભાની નાની બેન (માધવની સ્ત્રી.)

**રત્નપ્રભા**—પાટ નગરના ગ્રહસ્થની પુત્રી (પાછળથી સજ્જસીંહની સ્ત્રી.)

**કમળા**—ગુમાનની સ્ત્રી.

**ગોરાણી**—ગવરીશંકર ઘી ચોરની સ્ત્રી (વિજયસીંહની રખાત.)

એ શીવાય ચોર, લુંટારા, લુંટારાનો સરદાર, ભુત, જમાદાર, સીપાઇયો, દાસ દાસીઓ, વિગેરે, વિગેરે.



॥ श्री परमात्मने नमः ॥



# શ્રી રસીક—રંભા—નાટકનાં

## ગાયનો.

### મંગલાચરણ.

**સુત્રધાર—**

તું અકળ તું અકળ ; તું અકળ દેવા,
અગમ નીગમ કળા તારી ; જાણું નાહી ભેવા—તું અકળ.
બ્રહ્મા વિષ્નું શંકર સર્વે ; શેષહુ બખાને,
શનકાદીક નારદાદીક કોઉ નાહિ જાને—તું અકળ.
સુરનર મુનીવર ; ધ્યાન તુજ ધારે,
તુજ કૃપા ચાહે સર્વ ; ભગતને ઉધારે—તું અકળ.

**સુત્રધાર—નટી—** (૧)

એ એ ધન્ય ધન્ય છે ; એ સતીને ધન્ય છે લાખો ધન્ય છે,
સંકટો સહન કરી દુ:ખમાં ધીરજ ધરી—ધન્ય છે.
કપટીના પાસથી પ્રપંચી વાસમાં ગઇ; પતિને માટે શાર આપવા તૈયાર થઇ
મુરખ મનાવી હાર્યો પુરૂષ પોશાક ધર્યો— ધન્ય છે લાખો ધન્ય છે.

**રત્નપ્રભા—સજ્જન સીંહ— (૨)**

છબીલારે શું છોડી મુજને ; અબળા અકળાવો,
નીર્દય બની અતી ગતી મારીશી ; શાને ગભરાવો—છબીલા.
મન માન્યા મોહન માયાળુ ; રતી પતી શું શરમાવો,
તનમન અર્પણ છે ઉપવનઆ ; ભ્રમર ભોગી ક્યાં જાઓ,
પ્રીય ચાલો, મહેલે માહલો—નીર્દય.
ચતુરા ચંદ્ર સમ મુખઆ ; કીધો મુને લાચાર,
મનહરણી મન મોહના ; માગું રજા આવાર—નીર્દય.

**રસીકચંદ્ર— (૩)**

સ્થિતી મારી દુખી ભારી છું, પ્યારી રંભા ક્યાં ગઇ.
તુજ વિયોગે ઝુરી મરૂં છું, મન હરીને દુ:ખી કરીને,
સીદ નીર્દય તું થઈ..............સ્થિતી.
દુ:ખી આવાર છું, નીરાધાર છું, પ્રિય લાચાર છું હાય હાય હાય,
મુજ પ્યારી આવાર, કોઈ મેળવે આહાર,
તેનો માનું ઉપકાર, દુ:ખીઓ અપાર,
મળશે તું ફરી ક્યારે, પ્રિય મારી તું થઇ.........સ્થિતી.

**રંભા— (૪)**

અતીસે વીરહ અકળાવે ; મન ગભરાવે ચીત ચોરાવેરે,
રસીલો પ્રેમ પઢાવે યાદજ આવે ; મન મુંઝાવે રસીક **રસીક** ;
કાંઇના ગમાવે મન લોભાવે ; દીલ લલચાવેરે—રસીલો.
મદન ડોલાવે બેભાન કરાવે ; બાવરી બનાવે રસીક રસીક,
દીલ લગાવી રસીલો આવી ; પ્રેમ ઉપજાવેરે—રસીલો.

**રંભા—** (૫)

આવો આવો રસીલા આ દાસીને શીદ તલસાવોછો, (૨)
બાળા બનાવોછો ..........હાં આવો આવો.
મોહ મંત્રમાં નાખી શું નાથ (૨) આવી બેશોને સાથ,
વચન દઈને (પાછા શું) આવોછો........હાં આવો આવો.
ચંદ્રવીના ચકોરીજ જેમ (૨) તેમ તુજ વીણુ હું એમ,
શાને ખાલી (આ દાસી) રીબાવોછો........હાં આવો આવો.

**સખીયો—** (૬)

શાને શાણી સાહેલી અકળાયે અલબેલી,
રસ રંગે લુંટાણી થઈછું તું તો ઘેલી ;
રસીક રસીલો સખી શ્યામ,
**રંભા**—નહિ લે સખી નામ,
**સખીઓ**—વાહવાહ તાના વેલી તનમાં ; અતી કરે ઉ-તપાત (૨)
એ પ્રેમ ઘેલી વેલી..............શાને શાણી.

**રંભા—** (૭)

વાલમ વહેલા વળજો વહાલા ; દીન દાસી જાણી અમને,
**રસીક**—ચતુરા ચોરી ચીતડું મારૂં ; પરવશ છું આધીન તમને .
**રંભા**—(ભોળી ભામા ભરમાવો તમે વાલમાં)
**રસીક**—(ગોરી ગુલામ થયો તુજ તાનમાં)
**રંભા**—(ભાન ભુલી ભટકું છું તુજ પ્રેમમાં)
**રસીક**—(રસ રંગે રસી કસી બાંધ્યો પ્રેમ ઘેનમાં)
**સાહેલી**—હાં હાંરે સખી વાહ વાહરે ; કેવી ભેટી પડી છે પ્રીતમનેરે—વાલમ.

**માધવસેન—** (૮)

અવીનાશી મુજને શાને દીધો વનવાસ,
કુટુંબ તજાવી ઘણાં સંકટો બતાવી ; સ્નેહ વેલ તોડી દીધાથી
મુજ બંધુ છે નીરાશ—શાને દીધો.
રસીકચંદ્ર પ્રિય પાત્ર રંભાને ; તરકટી ક્રૂર ફાંસ મારી કનડે,
એ દીલધારે, ફાંફાં મારે, શુંય વીચારે ;
કપટની જાળ નાખી ડાઘ લગાડે ; બન્ધુ પત્ની રંભાને ત્રાસ પમાડે,
ના તે નહિ જોઉં રતી શીક્ષા આપી દઉં ;
એવી છે મુજ મન આશ—અવીનાશી મુજને.

**માલતી—** (૯)

વારી જાઉં સુખકર મુખકર તારા,
**માધવ**—નાના શું વચન બોલ્યા તમે બાળા
નહિ ભાન ભુલી કરો ચાળા.
**માલતી**—કહો હાના તમે પણ, પરવશ થાવું,
**માધવ**—નહિ બોલો આવું,
**માલતી**—ચીત ચોર્યું મારૂં,
**માધવ**—જવા હું ધારૂં, લાચાર લાચાર,
**માલતી**—(ત્યારે શું મારી માગણી નહિ સ્વીકારો)
**માધવ**—થઇ પરવશ મનમાં મુંઝાવો, વળી દીલમાં દુઃખ દરશાવો,
,, (વગર રજાએ બોલો છો પણ તમારાપીતાની સલાહ તો લ્યો)
**માલતી**—જલદી જઇએ,

**માધવ**—વહેલા થઇએ,

**માલતી**—દર્શન દાસી છે અતિ પ્યાસી........સુખકર.

**ગુમાન**— (૧૦)

નવલ નવોઢા ચંપક ચતુરા મુજ દીલને હરનારી છે,
અતી રૂપાળી એ રંભા મુજ મનને વશકરનારી છે;
જાણી જાણી જલદી હુલાસે; પ્યારી પ્રેમદાની પાસે,
આવસે ધસી, જાળમાં ફસી, ઉરમાં ઠસી, ગઈ છે વશી—નવલ.

**રંભા**— (૧૧)

પ્રિતે આવોને પ્યારા રસીક વહાલા; દાશીને નહિ તલસાવો,
નેહ ભરી નજરે નીરખે દારા; ભોળીને નહિ ભરમાવો—પ્રિતે.
તન મન વ્યાકુળ મળવા આતુર; દર્શન દીયો દીલદારા,
કામ સતાવે અતિ અકળાવે; પીઓ પ્રેમ રસ પાવો—પ્રિતે.

**ટેબલો.**



# અંક—બીજો.

**રસીક—** (૧૨)

કૃપા સીંધુ કૃપા કર દાસ નમે વારં વારી,
અકળ ગતી તુજ છે ; ઇશ બહુ ન્યારી તારી—કૃપા.
રંભા વિયોગી કીધો ; દુઃખમાં ડુબાવી દીધો,
ભટકું વન વન ; દગાથી સપડાવી લીધો—કૃપા.

**માધવ—** (૧૩)

દુઃખ હરના થઈ દુઃખ કેમ આપે ; દયા ન મનમાં લાવેરે—દુઃખ.
શોધ બંધુની કરી કરી થાકયો ; કયાંય્હિ ન નજરે આવેરે—દુઃખ.
કરી કૃપા હરી હવે તું મેળવ ; વીયોગ ચીત તલપાવેરે—દુઃખ.
ખાન પાન શયન સુખ ત્યાગું ; માગ્યું મરણુ નહિ આવેરે—દુઃખ.

**રંભા—** (૧૪)

દુખણી દારા શું હું કરૂં ; પતિ વીયોગે બાવરી ફરૂં,
નાહિ મુજને ગમે ; દીલમાં બળેરે (૨)
નાહિ ઉપાય મળેરે,
પાપી આવાસ કયારે આ ટળે ; દુઃખણી દારા,
દીન દાસીની અરજી ધારો ; દુશમન દમન થકી ઉગારો,
મીરાં ઉધારી અહલ્યા તારી ; તેમ સહાય કરજો મારી—દુઃખ

**રંભા—** (૧૫)

ખરે છે કાયા કાચો કુંભ ; વણસતાં વાર નથીરે,
મુરખ શીદ કરે પાપનાં દાન ; વીપયમાં પડે મરીરે ;
માયામાં મરે મથી રે ; છેવટે સાર નથીરે—ખરે.
ભવસાગરમાં માયા ગળતી ; ન જાયે કળી,
જાણુ અજાણે તેમાં પડતાં ; જાયે ગળી...ચાલ તજી ગુમાન—ખરે.
માયા અકળ કીરતારની, કળના ન તેની થાય છે,
તજતાં સુખી રટતાં દુઃખી, ભવ રત્ન એળે જાય છે ;
માટે વિયોગી રહે પરો, જીવ શીદ તેમાં ધાય છે,
તે માયાથી વિરકતને, હમેશ શામળો સહાય છે—ખરે.

**ગવરીશંકર—** (૧૬)

મારી કર્મ કથા આવાર ; કહું કોને જઇરે,
ફોડું માથું હું આહાર કે ; પાણો લઇ લઇરે ;
ગોરાણી થઇ છટક છીનાળ ; ખાવા જોઇએ ઘેબર સાર,
આવે દીન કે રાત યારો ઘડી ઘડીરે—મારી.
બહાર બેઠો હું જોતો સાર ; બોલું તો કાંઇ ગ.રે માર,
સમજાવી આવાર કે ઠપકો દઇ દઇરે (થાકયો)—મારી.

**રસીક—** (૧૭)

કર્મ કુકર્મ છે કેવાં ; દીયે દુઃખ ઘાતકી થઇને,
કરે છે સહાય ક્ષણમાં કયાં ; મળે છે કયાં ક્ષણે જઇને—કર્મ.
હતો સુખ ચેનમાં ફરતો ; હરાવ્યો કયાં અરે મુજને,

કરાવી હાર મારી રે ; સહાય થઈ શત્રુને જઇને—કર્મ.
હતો હું જે હજારોને ; સદાયે સહાયતા કરતો,
થઈ તે રંકને હાલે ; ફરૂં વન વનમાંહી ડરતો—કર્મ.

**સજ્જન—** (૧૮)

મીત્ર જુદાઇ એક પલ પણ વીશ સમ,
દીલમાં અસર કરતી મન રહી રહી—મીત્ર.
ચેન ન દીનકે રેન પડે નહિ ; ખાન પાન જરી ભાવે નહિ નહિ,
મીત્ર પ્રિતી પુષ્પા સમ જેવી ; કયારે પીવા મળે આતુરતા અરે ;
જ્યાંઇ રહી મન જ્યાંઇ રહીરે—મીત્ર.

**રંભા—** (૧૯)

પાપી હાથ ફસાણી હાય નથી કાંઈ ગમતું,
પ્રભુ કેમ કરૂં કયાં જાવું નથી કાંઈ સુઝતું ;
પતિ સંગ સ્નેહથી સદા સુખમાં ; રહેતી મગ્ન મન માંહી,
દુષ્ટ ક્રૂરે હરાવી નાથ મારાને ; લાવ્યો મુજને એ અહીં ;
દુઃખ દરીયામાં મુંઝાણી ; (૨)
પ્રભુ ઉગારો દાસી જાણી ;(૨)
વહારે ધાઓ વહેલા આવો ; ભીડ ભંજન ભય ટાળી,
આવીને દ્રૌપતી જેમ ઉગારી............પાપી.
ઉરધારો અરજી મારી (૨)
સંકટથી લેજો તારી (૨)
કૃષ્ન કૃપાળુ કરૂંણા કરીને ; છોડાવો થઈછું ઘેલી,
વેલી મુને છોડાવો થઈછું ઘેલી.........પાપી

**કમળા—** (૨૦)

માનો માનો મારી શીખ સ્વામીનાથ,
**ગુમાન**—કમજાત ખાઇશ લાત બસ જા જા જા,
**કમળા**—પતિ સતિને દુઃખ અતિ દીયોછો,
નીતિ તજીને અનીતિ કરોછો,
ધરમે જય પાપે ક્ષય થનાર..............માનો.
દયા ધરો તમે દીલ વીષે,
માનો મમ ભરથાર,
ધાર્યું થશે જગ તાતનું,
સત્ય સહાયક કિરતાર...............માનો.

**માલતી—** (૨૧)

અહો દેવા આવા, અનહદ દુઃખો હું કેમ સહું,
કહું હું તે કોને, વીરહ દવ બાળે તન સહુ ;
રહું શા આધારે, મન મુદીત તે માધવ નહિ,
નહિ રસ્તો કાંઈ, ખચીત મુજ જીવ જાશે અહિ.

**શલ્યાસુર—** (૨૨)

શાને શોચ કરે તું શાણી, શલ્યાસુરની થાસે રાણી,
મુખથી કહું છું તુજને વાણી, સમજ સમજ તું પટરાણી ;
સ્વર્ગ તણું સુખ સમજી લે, અધરામૃત તું મુજને દે,
**માલતી**—દુરજા દુરજા પાપી તું, ફોકટ ફાંફાં મારે શું—શાને.

**માધવ—માલતી—** (૨૩)

વીભુ જય કીધાં આભારી, અસીધારી, હદવાળી, ભય ટાળી,
અરે મારી....................વીભુ.

**માધવ**—કહું પિય જ્રતી હું મારી, તન મન અરપું છું પ્યારી,
ઘણાં દીવસનો વીયોગ તારો સહી રયો તો હું દુઃખીયારો,

**માલતી**—નાથ રદયથી નથી વીસારી, પ્રાણ થકી કરી મુજને પ્યારી,
પ્રિતી ધારી કેવી સારી, વાહ વાહ વાહ.

**માધવ**—ખુબી તારી કેવી સારી, વાહ વાહ વાહ.

**માલતી**—તમે બહુ દુઃખ પામી સંકટ વામી, આવ્યાછો અહિ,

**માધવ**—આશ હતી જે દીલમાં, પુરી થઇ છે આજ,

**માલતી**—વખત આપ્યો શ્રી હરી, સફળ થયાં સહુ કાજ.

**માધવ**—આવો આવો પ્રાણથી પ્રિય મારી,

**માલતી**—વાટ જોઈ તાહરી જાઉં વારી,

**માધવ**—(પ્રિયા જરા આમ તો આવો)

**માલતી**—(નાથ જરા શરમાવ તો ખરા)

**માધવ**—વાહરે ચટકો, તારો લટકો, કેવો મટકો,

**માલતી**—શીદ અટકો..............બલીહારી,

**માધવ**—પ્રિય મારી.......................કીધાં આભારી.

---

**બીજો અંક સમાપ્ત.**

૪૧(?)



# અંક ત્રીજો.

માધવ— (૨૪)

ચોટી મુજ ચીત મહી મૃગ નયની,
મોહક મુર્તી મદભરી તરૂણી...........ચોટી.
મેળાપ માલતી તણો જો થાય,
જન્મ સફળ થયો ધારૂં સજની.........ચોટી.
ક્ષાત્ર કુળની સાક્ષી પામ્યો,
ક્યારે પય પાયે પ્રેમે પદમણી........ચોટી.

માલતી— (૨૫)

બોલો શ્યામ બોલોરે, પ્રેમીના પ્રાણ બોલો,
પ્રેમીના પ્રાણ બોલો, જગત ભાણ બોલો ;
પ્રેમીની પીડા એતો, પ્રેમી જન જાણેરે,
જાણે ન ઢોર ઢોલોરે, પ્રેમીના પ્રાણ બોલો—ટેક.
સમય સુધારો ખાલીના ગુમાવોરે,
જાળેથી નાખ્યો ઝોલોરે—પ્રેમી.
રૂડો મળેલો વખત રોળાશેરે,
ડાહાપણમાં શું ડોલોરે—પ્રેમી.

**માલતી—** (૨૬)

સમજી સમજી પ્રિતમ પ્યારા હોજી દરશાવ્યા જે ચાળા,

**માધવ—**અગડં બગડં કાંઇના સમજું,

**માલતી—**વાહ વાહછો ભોળા કેવા, મળી છેલ્લાણી,

મારા સમાણાં, માગેછો શું મળવાને,

ફંદ રચ્યો હું જાણું છેલા, આતુર કેવા મળવાને,

જાણી છે જાણી છે સર્વે આપની લુચ્ચાઈ,

**માધવ—**(શી લુચ્ચાઇ)

**માલતી—**(જાવું છે એ)

**માધવ—**એમાંતે એટલી બધીશી આપને નવાઈ,

**માલતી—**નહિ નહિ હો જવા દઊં,

**માધવ—**મુકોને હો બસ બસ—સમજી.

**રંભા—** (૨૭)

બચાવો હૈયા હાર મારા, શોધી થાકી આંખ્યોના તારા,

દયા લાવો પ્રાણ પ્યારા—બચાવો.

સુર્ય છુપે કમળોની દશા કેવી, ભુલી મુને ગયા મારી ગતી તેવી,

સાગર સુકે મીન તણી ગતી જેવી, પ્રેમી પ્રાણ વીણા હાલત એવી,

સલુંણાં, શાગળા, કયારે મળશો,

હૈયા યાર, દીલદાર, દયા ધરશો—બચાવો.

**રસીક—** (૨૮)

અજબ છે ગૃહન ગતી કીરતાર,
પલમાં રાય પલકમાં ભીખારી,
પલમાં પ્રપંચ હજાર—અજબ છે.
કોઈ દીન અમૃત ભોજન કરવા, કોઈ દીન બાગ બગીચા ફરવા
કોઈ દીન હાલ બેહાલ—અજબ છે.
મન જાણે જે મેં કર્યું, કરતલ બીજા કોઈ,
આદર્યા અધવચ્ચ રહે, હરી કરે સો હોય—અજબ છે.

**રસીક—** (૨૯)

વ્યાકુળ થાયે છે મન મારૂં, વિશ્વ પતિ અતીરે,
ગજબ દોસ્ત મેં દુષ્ટને કરીયો, રંભા હરી મને પકડી લીધો,
ઠગીયાજી દગો દીધો શરમતા છે અતીરે—વ્યાકુળ.
જાણું છું એ છે સતી નારી, ચીત ચીન્તા થાયે અતી ભારી,
હાય હરી શું કીધું, દુઃખ અતીશે દીધું રે—વ્યાકુળ.

**રસીક—** (૩૦)

કહું છું નસીબે દુખીયો કીધો છે, ભેખ પ્રિયાના વિયોગે લીધો છે—કહું.
હતી જે પ્રિયા મમ રંભા વહાલી. હરી દુષ્ટ ગુમાને દગો તો દીધો છે—કહું.
બન્ધુ માધવે વિયોગ વેઠયો, મીત્ર સજ્જનસીંહ અલગ કીધો છે—કહું.
**રંભા**—(કોણ ત્યારે કુંદનપુરના કુમાર રસીકચંદ્ર તો નહિ)
**રસીક**—(હા હું જ રસીક)
**રંભા**—આવો આવો મારા પ્રિતમ પ્યારા, રસીક વિયોગે ઝુરેઆ દારા—અવો.

**રસીક—** (૩૧)

તને કરૂં હું નીશ્ચે ઠાર ઠાર, તજી લાજ રાજ તણી આજ અહિતેં—તને.
છળ બળ કપટ કરી તું ફાવ્યો, કુચ્છંદી કપટી આંહિ તુ લાવ્યો,
પંજાથી મુજ બહાર જશે ક્યાં, ધીક ધીક છે વ્યભી ચારી,
શરમ શરમ ફૂટ નફ્ટ અધર્મ તને—કરૂં હું નીશ્ચે ઠાર ઠાર.

**રસીક—** (૩૨)

પ્રણામ છે પ્રિયા તુને મારા છેવટના પ્રણામ છે,
છેવટના પ્રણામ છે મારા છેવટના પ્રણામ છે;
પ્રણામ કેજે માતને મુજ ભ્રાતને પ્રણામ—હાં હાં,
પ્રણામ પ્યારા તખ્ત ક્ષત્રી જાતને પ્રણામ છે—પ્રણામ
પ્રણામ કેજે ગીત્રને મુજ દેશને પ્રણામ—હાં હાં,
પ્રણામ મારા નગ્રને મુજ વેશને પ્રણામ છે—પ્રણામ.

**રંભા**—જીવીને જીવ શું કરૂં, રહી એકલી હું પ્યારા,
સાથે તું લેતો જા મને, નહિ પ્રાણુરે મારા—જીવીને.

**રસીક**—પાપ પેલા જન્મનું, આવી નડ્યું આવાર—હાં હા,

**રંભા**—નહિ ભાગ્ય એ તો અરે, નડયાં તુજને મારાં—જીવીને.

**રસીક**—ભાવી હોય તે થાય છે, તેમાં કોને વાંક—હાં હાં,

**રંભા**—કારણ રૂપે હું થઈ, કર્યા સુખથી મેં ન્યારા—જીવીને.

ગવરીશંકર— (૩૩)

છાંડદે ફંદ દુનિયાકે, હરીકા નામ સચ્ચા હે,
પ્રભુકા નામ સચ્ચા હે, હરીકા નામ સચ્ચા હે;
નહિ માતા, પીતા ભ્રાતા, નહિ કોઈ બન્ધુ દુનિયામેં,
સમજ મન કોઈ નહિ અપના, પ્રભુકા નામ સચ્ચા હે;
જપો પ્રેહેલાદ ઓર ધ્રુને, ગોપીચંદ ઓર ભારથરીને,
ઉત્તર ગયે ભવસાગરસે, હરીજન હે સો એસે હે;
દ્વારીકાનાથ સમજલે અબ, એ દુનિયાં સારી ફાની હે,
ધરું અબ ધ્યાન ઈશ્વરકા, ઉસીકા નામ સહારા હે—છાંડ.

રસીક— (૩૪)

રે દશા આ શી થઇ, મરૂં હું હાથ નીચને (૨)
સ્વપ્ને ન જેનો સ્પર્શ તે, ઉતારશે આ શીષને—રે દશા.
પ્રાણુથી પ્યારી રંભા, શી ગતિ તારી થઈ,
થઈ ધીર ટેક ન ચુકતી, રહી આશરે જગદીશને (૨) રે દશા.

રસીક— (૩૫)

રકત પુષ્પની માળ આ, નાખી કંઠની માંય,
વધ કરવા લાવ્યા મુને, અજા અરૌવત હાથ.

રસીક— (૩૬)

ચંદ્રમુખી આ શું થયું, ચકોર તુજ તજી સાથ,
સ્નેહ ફીણુથી વીમુખ થઇ, મરૂં રીપુને હાથ.

રસીક— (૩૭)

એક ઉચરતો શબ્દ ત્યાં, દેતા જીવ અનેક,
તે પરવશ થઇ આજ હું, મરૂં નીચથી છેક.

રસીક— (૩૮)

દયા સીંધુ તું દીન દયાળ, એ એ એ એ,
પ્રણમું તુજને હું ઉ ઉ ઉ ઉ, મુકત દોષથી કરજે તુ,
જાણુ અજાણુ જડ મતીથી, એ એ એ એ,
પાપ કર્મ થયું ઉ ઉ ઉ ઉ, મુકત દોષથી કરજે તું,
કપટી કુર કુરે કરી, મૃત્યુ દીયે આ હાર,
નીરપરાધીને નીરદોષ વિણુ, વાંકે મરૂં આવાર,
સત્ય સહાયક શ્રી હરી, એ એ એ એ—પ્રણમુ.

રસીક—માધવ— (૩૯)

શત્રુ સઘળું જગત થઇ, ભલે મારવા ચહાય,
ઇશ્વર ચાહે ઉગારવા, વાળ ન વાંકો થાય.

સર્વે— (૪૦)

પાપી પ્રપંચી ધીક તુજને આવાર,
ફટ ફટ છે ધીક ધીક છે ધીક તારો અવતાર—પાપી.

રસીક—ફળેલો આંબ નીચો નમે,

**માધવ**—તાડ તે તો ઉંચો ચડે,
**સજ્જન**—તાડ તણી મતી ગૃહી તેં તો—ફટ ફટ છે.
**ગુમાન**—મૂંઢ મતી હું મમતે મુઓ,
**સર્વે**—કૌરવ તણો દાખલો જુઓ,
**ગુમાન**—કૌરવ તણી મતી ગૃહી મેં તો—ફટ ફટ છે.

## સ્તુતિ.

સર્વ પાત્રો— (૪૧)

જય સુખ કરી દુઃખ હરી ગીરધારી મહેર કરી ઇશ્વર અમપર આજ,
કરીયે પ્રણામ જગતાત, અતિ ઉમંગથી ભલી ભાત—જય.
પ્રિતેથી વંદન પુજન અર્ચન કરીએ સહુ થઈ રળીયાત,
આનંદ કંદન વિભુ દુઃખ ભંજન, આધાર તારો એક જગનાથ
ભકતોનાં દુઃખો વિસારી, શાન્તી સુખડાં આપીયાં,
જયજય જગનાથ સર્વે, કષ્ટ અમારાં કાપીયાં—જય.



# જાહેર ખબર.

સર્વે ભાઇઓને ખબર આપવામાં આવે છે કે, એ "રસીક રંભા" નાટકના ઓપેરા નીચે મુજબ ઠેકાણે મળશે

હારમોનીયમ શીક્ષક માસ્તર દેવશંકર મેવજી પાસેથી વેચાતા મળશે.

ઠે. જોડીયા બજારમાં,
શેઠ ચતુમલ ખીલણદાસની કોઠી સાથે
પહેલે દાદરે,
હારમોનીયમ વાજીંત્ર શાળા,
કરાચી—સીટી.

